# શ્રી ગુરૂચરણે.

(At The Feet of the Master.)

# શ્રીગુરૂ ચરણે

## (At The Feet of the Master.)


લેખક,

આલ્કિઓની (શ્રીયુત જે. કૃષ્ણમૂર્તિ)

ભાષાન્તર કર્તા

પ્રાણજીવન ઓધવજી,

ભાવનગર.



પ્રકાશક

મણિલાલ નથુભાઈ દોશી.

રતનપોળ—અમદાવાદ.

સંવત ૧૯૮૨. ઈ. સ. ૧૯૨૬.

" ઍટ ધી ફીટ ઑફ ધી માસ્ટર " એ
નામના અંગ્રેજી પુસ્તકનું આ ગુજરાતી
ભાષાન્તર, અધારની થીઑસૉફીસ્ટ
ઓફીસની પરવાનગીથી કર્યું છે.

૧૨૮૨૦

આવૃત્તિ ૩ જી.           પ્રત ૫૦૦૦.

**મૂલ્ય એક આનો.**



**અમદાવાદ.**

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.



આ લઘુ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું માન એક વડીલ તરીકે મને આપવામાં આવ્યું છે. વયમાં જોકે ન્હાના પરંતુ આત્માના અનુભવમાં ઘણા આગળ વધેલા એક બાળ બંધુનું આ પ્રથમ પુસ્તક છે. જ્ઞાનનાં દ્વાર ઉઘાડનારી દીક્ષાને માટે તૈયાર કરતી વખતે લેખકના ગુરૂદેવે તેને જે બોધ આપ્યો હતો, તે તેણે પોતાની સ્મરણ શક્તિને આધારે મહા મુશ્કેલીથી અને ધીમે ધીમે લખી લીધો હતો; કારણ કે ગયે વર્ષે તેનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન હાલ કરતાં ઘણું ઓછું હતું. પુસ્તકનો ઘણો ખરો ભાગ ગુરૂદેવના પોતાનાજ શબ્દોમાં લખાયલો છે; એમાંનો જે ભાગ ગુરૂદેવના પોતાના શબ્દોમાં નથી તે ભાગ તેમના શિષ્યે ગુરૂદેવનાજ વિચારોને કાયમ રાખીને પોતાના શબ્દોમાં મુકેલો છે. બે રહી ગયેલાં વાક્યો ગુરૂદેવે પોતે લખાવ્યાં છે. બે સ્થળે રહી

ગયેલો એક એક શબ્દ પાછળથી ઉમેરવામાં આવ્યો છે. આ સિવાય બાકીનું સર્વ આલ્કિઓનીનું પોતાનુંજ છે. જગતને તેના તરફની આ પહેલી ભેટ છે.

ગુરૂદેવનાં બોધવચનથી લેખકને જેવી સહાય મળી છે તેવીજ સહાય બીજાઓને પણ મળે એવી ઉમેદથી તેણે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. પરંતુ જેવી રીતે આ પુસ્તકના લેખકે પોતાના ગુરૂદેવના મુખથી ઉપદેશ સાંભળ્યા પછી તે પ્રમાણે પોતાનું જીવન ગાળ્યું છે, તેવી રીતે જો આ બોધને અનુસરીને જીવન ગાળવામાં આવે તોજ તે બોધ લાભદાયક થઇ શકે. શિક્ષણ સાથે લેખકના દાખલાનું અનુકરણ કરવામાં આવે તો લેખકને માટે જેમ ગુરૂપરંપરાના માર્ગનું દ્વાર ખુલ્લું થયું તેમ વાચકને માટે પણ તે દ્વાર ખુલ્લું થશે, અને તે પરંપદમાર્ગે ચઢશે.

ડીસેમ્બર
૧૯૧૦.

**ઍની બેસન્ટ.**

દીક્ષાના દ્વાર આગળ ઉભેલા

મુમુક્ષુઓને

અર્પણ.

असतो मा सद्गमय

तमसो मा ज्योतिर्गमय

मृत्योर्माऽमृतङ्गमय

અસત્‌માંથી મને સત તરફ લઈ જાઓ.

અંધકારમાંથી મને પ્રકાશમાં લઈ જાઓ.

મૃત્યુમાંથી મને અમરપણામાં લઈ જાઓ.

# આરંભ વચન.

આ શબ્દો મારા પોતાના નથી. જે ગુરૂદેવે મને શિક્ષણ આપ્યું છે તેમનાંજ આ બોધ વચનો છે. તેમની કૃપા વિના હું કંઈ પણ કરી શક્યો ન હોત; પરંતુ તેમનીજ સહાયથી હું ગુરૂપરંપરાના માર્ગપર ચઢયો છું. તમને પણ તેજ માર્ગપર દાખલ થવાની ઇચ્છા છે, તેથી જે બોધવચનો ગુરૂદેવે મને કહ્યાં છે તે પ્રમાણે તમે વર્તન કરશો તો તમને પણ એ સહાયકારક થઇ પડશે. આ વચનો મધુર અને સાચાં છે એમ કહેવું એટલું બસ નથી; જે માણસને સફળ થવાની ઇચ્છા હોય તેણે તો આ પુસ્તકમાં જે કંઇ કહેવામાં આવ્યું છે, તે પ્રમાણે બરાબર વર્તવું જોઇએ. અન્ન સામે જોવું અને કહેવું કે તે સારૂં છે એથી કંઇ ભૂખ્યા માણસને તૃપ્તિ થતી નથી; પણ તૃપ્તિ માટે તેણે હાથ લાંબો કરીને ખાવા માંડવું જોઇએ. તેવીજ રીતે ગુરૂદેવના શબ્દો સાંભળવા એ કંઇ બસ

નથી; પણ તેમણે જે કહેલું છે તે પ્રમાણે તમારે ચાલવું જોઇએ. અને તેમના દરેક શબ્દ તથા તેમની દરેક સૂચનાપર પૂરતું ધ્યાન આપવું જોઇએ. જો એક પણ સૂચના ધ્યાન બહાર જાય અથવા એક પણ શબ્દ ભૂલી જવાય, તો તે સૂચના તથા તે શબ્દ હમેશને માટે હાથમાંથી ગયાં સમજવાં: કારણકે ગુરૂદેવ એકજ વાત બે વખત બોલતા નથી.



આ પરંપદમાર્ગની પ્રાપ્તિ માટે ચાર સાધનો છેઃ—

વિવેક.

વૈરાગ્ય.

સદાચાર.

પ્રેમ.

આ પ્રત્યેક સાધન સંબંધી ગુરૂદેવે મને જે શિક્ષણ આપેલું છે તે હું તમને કહેવાને બનતો પ્રયત્ન કરીશ.



# શ્રી ગુરૂ ચરણે.

૧

આ ચાર સાધનોમાંના પહેલા સાધનનું નામ વિવેક છે. સાધારણ રીતે 'વિવેક' શબ્દ, સત અને અસત્ એટલે કે નિત્ય અને અનિત્યને ઓળખવાની શક્તિ, એવા અર્થમાં વપરાય છે. આ વિવેક મનુષ્યોને ગુરૂપરંપરાને માર્ગે લઇ જાય છે. વિવેકમાં આ ઉપર બતાવેલા સામાન્ય અર્થ ઉપરાંત પણ કંઇ વધારે રહસ્ય સમાયલું છે, અને પરંપદમાર્ગની શરૂઆતમાંજ આ સાધન પ્રમાણે ચાલવાનું છે એટલુંજ નહિ, પરંતુ પરંપદની પ્રાપ્તિ થાય ત્યાં સુધી દરેક ડગલે અને પગલે હમેશાં તે પ્રમાણે ચાલવાની જરૂર છે. તમે આ માર્ગ લીધો છે, કારણકે જે વસ્તુઓ મેળવવા લાયક છે, તે સઘળી માત્ર આ માર્ગે ચાલવાથીજ પ્રાપ્ત થાય છે એમ તમારી ખાત્રી

થયેલી છે. જે લોકોને આવું જ્ઞાન નથી તેઓ વૈભવ અને અધિકારની પ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યાજ જાય છે; પરંતુ તે વસ્તુઓ વધારેમાં વધારે તો, માત્ર એક જન્મને માટે છે, અને તેથી તે બંને અસત્ અને અનિત્ય છે. આના કરતાં બીજી વધારે મહત્ત્વની વસ્તુઓ છે, કે જે સત્ અને નિત્ય છે; જ્યારે તમને આ સત્ અને નિત્ય વસ્તુઓનું એક વાર ભાન થશે ત્યારે તમે અગાઉ જણાવેલી અનિત્ય વસ્તુની કદિ ઇચ્છા કરશો નહિ.

અખિલ વિશ્વમાં માત્ર બેજ પ્રકારના મનુષ્યો છે—જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે, અને જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું નથી તે; ખરૂં જોતાં આ જ્ઞાનજ મહત્ત્વની વસ્તુ છે. એક માણસ કયો ધર્મ પાળે છે તથા તે કઇ જાતિનો છે–એ બાબતો કંઇ અગત્યની નથી. ખરેખરી અગત્યની વસ્તુ તો જ્ઞાનજ છે. અને આ જ્ઞાન તે મનુષ્યના વિકાસ માટે ઇશ્વરે કરેલી યોજનાનું જ્ઞાન સમજવું; કારણકે ઇશ્વરની એક યોજના છે જેને વિકાસક્રમ કહેવામાં આવે છે. તેને

લીધે મનુષ્ય દિનપરદિન પરંપદના માર્ગે આગળ વધે છે. જ્યારે કોઇ માણસની આ બાબતમાં એક વખત આંખ ઉઘડે છે, અને જ્યારે તેને વિકાસક્રમની યોજનાનું ખરૂં જ્ઞાન થાય છે, ત્યારે તે માણસ તે યોજના સાથે એકરૂપ થયા વિના તથા તેને માટે કામ કર્યા વિના રહી શકતો નથી; કારણકે ઇશ્વરની તે યોજના ઘણીજ ઉમદા અને મનોહર છે. આ યોજનાનું તેને જ્ઞાન થયું છે તેથી તે ઇશ્વરના પક્ષમાં રહી સત્ય, સદ્ધર્મ અને સદાચાર પાળીને અસત્ય, અધર્મ અને દુરાચારની સામે લડે છે, અને પોતાના સ્વાર્થનો ત્યાગ કરી આખા જગત્‌ના કલ્યાણ માટે કાર્ય કરતો થાય છે.

જો તે ઇશ્વરના પક્ષમાં રહીને કામ કરતો હોય તો તે અમારામાંનો એક છે, ભલે પછી તે પોતાને **હિંદુ** કહે અથવા **બૌધ** કહે, **ખ્રીસ્તી** કહે અથવા **મુસલમાન** કહે, ભલે તે **હિંદનો** રહેવાસી હોય વા **અંગ્રેજ** હોય, **ચીનો** હોય વા **રશીઅન** હોય, તેની સાથે જરાપણ સંબંધ નથી. જેઓ ઇશ્વર-

ઇચ્છા પ્રમાણે વર્તનારા છે તેઓ જાણે છે કે તેઓ આ દુનિયામાં શા માટે આવ્યા છે અને તેઓનું શું કર્તવ્ય છે, અને તેથીજ તે પ્રમાણે વર્તન કરવા તેઓ પ્રયત્ન કરે છે. બાકીના સઘળા લોકો જેમને હજી આ જ્ઞાન થયું નથી તેઓ પોતાનું કર્તવ્ય શું છે તે સમજી શકતા નથી, અને તેથીજ તેઓ ઘણી-વાર મૂર્ખપણે વર્તે છે. તેઓ એવા ઉપાયો યોજવા પ્રયત્ન કરે છે કે જે તેઓના ધારવા પ્રમાણે તેઓને પોતાને સુખરૂપ થાય. પણ સર્વ કોઇ એકજ છે–સર્વનો આત્મા એક છે–અને તેથી જો કોઇ કાળે ખરેખરૂં સુખ મળી શકે તો તે પરમાત્માની ઇચ્છા પ્રમાણે કામ કરવાથીજ મળી શકે છે, આ વાત તેઓ ભૂલી જાય છે. આવા લોકો સતને છોડી અસ-તની પાછળ જાય છે. જ્યાં સુધી આ સત્ અને અસત વચ્ચેનો ભેદ તેઓ સમજે નહિ ત્યાંસુધી તેઓ ઇશ્વરના પક્ષમાં આવ્યા નથી, અને તેટલાજ માટે આ વિવેકની પહેલી જરૂર છે. વિવેક એ પહેલું પગથિયું છે.

સત્ અને અસત્ એ બેમાંથી સતને માર્ગે ચાલ-વાનું પસંદ કર્યા પછી પણ, તમારે યાદ રાખવું જોઇએ કે સત્ અને અસતના પણ ઘણા સૂક્ષ્મ પ્રકારો છે. હજી પણ તમારે ખરૂં અને ખોટું, મહ-ત્વનું અને બિનમહત્ત્વનું, ઉપયોગી અને નિરૂપયોગી, સત્ય અને અસત્ય, સ્વાર્થી અને નિઃસ્વાર્થી, એ સર્વ-માં વિવેકની જરૂર છે.

સત્ય અને અસત્ય વચ્ચે નિર્ણય કરવાનું કામ કંઈ કઠિન હોવું જોઇએ નહિ; કારણ કે જેઓ ગુરૂ દેવને પગલે ચાલવા ઇચ્છે છે તેઓએ તો ગમે તે ભોગે સત્યનેજ માર્ગે ચાલવાનો નિશ્ચય કરેલો હોય છે. પણ શરીર અને જીવાત્મા એ બન્ને જુદાં છે, અને તેથી જીવાત્માની ઇચ્છા હોય તેજ શરીરની ઇચ્છા હોય એમ કંઇ હમેશાં બનતું નથી. જ્યારે તમારૂં શરીર કંઇ પણ ઇચ્છા કરે, ત્યારે જરા વિ-ચાર કરજો કે **તમે પોતે** પણ ખરેખર એમજ ઇચ્છો છો કે કેમ? કેમકે **તમે પોતે** ઇશ્વરથી જુદા નથી, અને તેથી ઇશ્વરની ઇચ્છા તેજ તમારી ઇચ્છા

હોવી જોઈએ; પરંતુ ઈશ્વરને ઓળખવા માટે તમારે પોતાના હૃદયમાં ઉંડા ઉતરવું જોઇએ, અને ઈશ્વરી આજ્ઞા કે જે **તમારી પોતાનીજ** આજ્ઞા છે તેને ત્યાં ધ્યાનપૂર્વક સાંભળવી જોઇએ. સ્થૂલ શરીર કે વાસના શરીર કે માનસિક શરીર તમે પોતે છો એમ સમજવાની ભૂલ તમે કદિ પણ કરતા નહિ. પોતાને જોઇતી વસ્તુ મેળવવા માટે આમાંનું દરેક શરીર પોતે આત્મા હોવાનો ડોળ ઘાલશે; પણ તમારે તે સર્વે શરીરોને ઓળખવાં જોઇએ, અને તમે તે સર્વ શરીરોના ધણી છો એમ તમારે ખાત્રી-પૂર્વક સમજવું જોઇએ.

જ્યારે ખાસ અગત્યનું કામ આવી પડે છે ત્યારે સ્થૂલ શરીર આરામ લેવા, ફરવા જવા, અથવા ખાવા પીવાને ઇચ્છે છે; અને જે મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થયું નથી તે પોતાના મનમાં કહે છે કે "મને આરામ લેવાની, ફરવા જવાની અથવા ખાવા પીવાની જરૂર છે, માટે તે તો મારે કરવુંજ જોઇએ." પરંતુ જ્ઞાની કહે છે કે "આરામ વગેરેની ઇચ્છા

જે રાખે છે તે 'હું' નથી. એ તો મારૂં સ્થૂલ શરીર છે; તેણે થોડીવાર થોભવું જોઇએ." જ્યારે કોઇને સહાય કરવાનો પ્રસંગ આવે છે ત્યારે સ્થૂલ શરીરને લાગે છે કે "આ કામમા મને ઘણું કષ્ટ વેઠવું પડશે માટે ભલે કોઇ બીજોજ કરે." પણ જ્ઞાની પોતાના શરીરને કહે છે કે "સત્કર્મ કરવામાં તારે વચ્ચે આવવું નહિ."

આ સ્થૂલ શરીર તમારૂં એક પશુ–તમારો ઘોડો છે, જેના પર તમે સવારી કરો છો. તેથી તેની સારી સંભાળ લેવી તથા તેને સારી રીતે રાખવું તે તમારી ફરજ છે; તમારે તેની પાસે ગજા ઉપરાંત કામ કરાવવું નહિ. તમારે તેને માત્ર શુદ્ધ ખોરાક તથા સ્વચ્છ પાણી આપવું, તથા તેના ઉપર જરા જેટલો પણ મેલ ન ચોંટી રહે તેવી રીને તેને હમેશાં સાફ રાખવું, કારણકે સંપૂર્ણ રીતે સ્વચ્છ અને નીરોગી શરીર વિના પરંપદમાર્ગ પર પ્રવેશ કરવાની તૈયારી કરવાનું કઠિન કાર્ય તમારાથી થઇ શકશે નહિ, અને તે તૈયારી કરવામાં શરીરના પર જે ચાલુ શ્રમનું દબાણ

થશે તે તમારાથી સહન થઇ શકશે નહિ. પરંતુ તમારે તે શરીરને હમેશાં વશ રાખવાનું છે, નહિ કે શરીર તમને વશ રાખે.

વાસના શરીરને પણ પોતાની અનેક કામનાઓ છે. તમે ગુસ્સે થાઓ, હૃદયભેદક શબ્દો બોલો, કોઇની ઇર્ષા કરો, ધનનો લોભ કરો, બીજા લોકોનો વૈભવ જોઈ તેમની અદેખાઇ કરો અને ઉદાસીનતાને વશ થાઓ:—તમારૂં વાસના શરીર આવી રીતે તમે વર્તો એમ ઇચ્છે છે. આ સઘળી વાસનાઓ ઉપરાંત બીજી ઘણી વાસનાઓની આ શરીર અપેક્ષા રાખે છે. પણ તમને નુકસાનજ કરવું એવો કાંઇ તેનો હેતુ નથી; પરંતુ તેને તો પોતાનાં પરમાણુઓ તીવ્ર વેગથી અને તે પણ વળી જુદી જુદી રીતિથી આમ તેમ ગતિ કરે એટલુંજ જોઇએ છે. તમને પોતાને આમાંના કશાની જરૂર નથી, અને તેટલા માટે તમારા વાસના શરીરની ઇચ્છાઓ અને તમારી પોતાની ઇચ્છાઓ વચ્ચે તમારે વિવેક કરવો જોઇએ.

તમારૂં માનસ શરીર ગર્વથી પોતાને બીજાથી જુદું સમજે છે, અને બીજાનો વિચાર બાજુએ મુકી પોતાનોજ વિચાર આખો વખત કર્યા કરે છે. તમે તેને સંસારના વિષયો પરથી ખેંચી લીધું હોય, તો પણ તે પોતાનેજ માટે હજી ગણત્રી કરવા પ્રયત્ન કરે છે, અને બીજાને સહાય કરવાનો તથા ગુરૂદેવના કાર્યનો વિચાર કરવાને બદલે, તમારે કેમ આગળ વધવું તેનોજ વિચાર તમારી પાસે કરાવે છે. જ્યારે તમે ધ્યાન કરવા બેસશો ત્યારે **તમને પોતાને** જોઇતી એક વસ્તુનું ધ્યાન કરવા નહિ દેતાં, **તેને પોતાને** જે અનેક વસ્તુ પસંદ હોય છે તેનો તમારી પાસે વિચાર કરાવવા મથશે. તમે પોતે આ મન–માનસ શરીર–નથી, પણ તે તમારે વાપરવાનું એક સાધન છે, માટે આમાં પણ વિવેકની જરૂર છે. તમારે સદા સર્વથા સાવધ રહેવું જોઇએ, નહિ તો તમે ભૂલથાપ ખાઇ બેસશો.

ગુપ્તજ્ઞાન અથવા પરાવિદ્યા ખરા અને ખોટા વચ્ચેના ગોળગોળ નિવેડાને કબૂલ રાખતું નથી.

ગમે તેવા દેખીતા જોખમે પણ જે કંઇ ખરૂં હોય તેજ તમારે કરવું, અને અજ્ઞાની લોકો તમારે માટે ગમે તે બોલે અથવા વિચાર બાંધે તેની દરકાર નહિ કરતાં, જે કંઇ ખોટું હોય તે તમારે કદિ કરવું નહિ. સૃષ્ટિના ગૂઢ નિયમોનો તમારે પૂરેપૂરો અભ્યાસ કરવો જોઇએ, અને તમને તે નિયમોનું જ્ઞાન થાય ત્યારે તમારૂં જીવન તે નિયમોને અનુકૂળ બનાવવું જોઇએ. તેમાં પણ તમારે અક્કલ અને વ્યવહારિક જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ.

મહત્ત્વની અને બિનમહત્ત્વની વસ્તુઓ વચ્ચે તમારે વિવેક કરવો જોઇએ. જ્યાં ખરા અને ખોટાની વાત હોય, જ્યાં ન્યાય અને અન્યાયનો સવાલ હોય ત્યાં ખડકની માફક સ્થિર રહેવું, અને જ્યાં બિનમહત્ત્વની વાત હોય ત્યાં બીજા કહે તે કબૂલ રાખવું. કારણ કે તમારે હમેશાં નમ્ર, માયાળુ, ન્યાયી અને બીજાઓની ઇચ્છાને માન આપનારા થવું જોઇએ; અને સંપૂર્ણ સ્વતંત્રતાની તમને પોતાને

જરૂર હોય તે સંપૂર્ણ સ્વતંત્રતા તમારે બીજાઓને પણ આપવી જોઇએ.

કરવા લાયક કામ શું છે તેનો પણ નિર્ણય કરો, અને યાદ રાખજો કે કામના, નાના અથવા મોટાપણા ઉપરથી તે કરવું અથવા નહિ કરવું તેનો નિશ્ચય કરવો નહિ. એક મોટું દેખાતું કામ કે જેને જગત્ સારૂં કામ કહેતું હોય તેવા કામ કરતાં, એક ન્હાનું કામ કે જે ગુરૂદેવના કાર્યમાં સીધી રીતે ઉપયોગી થઇ પડે તેવું હોય તે કામ ઘણુંજ ઉમદા અને કરવા લાયક છે. તમારે ઉપયોગી અને નિરૂપયોગી કામ વચ્ચે નિર્ણય કરવાનો છે, એટલુંજ નહિ, પણ વધારે ઉપયોગી અને ઓછા ઉપયોગી કામ વચ્ચે પણ વિવેક કરવાનો છે. ગરીબ ભૂખે મરતાં લોકોને ખાવાનું આપવું તે સારૂં, ઉમદા અને હિતકર કાર્ય છે; પરંતુ તેઓનાં શરીરનું પોષણ કરવા કરતાં તેઓના જીવાત્માનું જ્ઞાનથી પોષણ કરવું તે વધારે ઉમદા અને વધારે હિતકર કાર્ય છે. દેહનું પોષણ તો કોઇ પણ શ્રીમંત કરી શકશે; પણ

જીવાત્માનું પોષણ તો માત્ર જ્ઞાની પુરુષોજ કરી શકશે; માટે જો તમને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો બીજા લોકોને જ્ઞાન પ્રાપ્ત કરવામાં સહાય કરવી તે તમારો ધર્મ છે.

તમે ગમે તેવા બુદ્ધિમાન હશો તો પણ આ પરંપદમાર્ગ પર તમારે ઘણું શિખવાનું રહે છે; એટલું બધું શિખવાનું છે કે તેમાં પણ વિવેકની જરૂર છે, અને તેથી તમારે પ્રથમ શિખવા લાયક શું છે તેનો લક્ષપૂર્વક વિચાર કરવો જોઇએ. સઘળું જ્ઞાન જરૂરનું છે અને એક દિવસે તમને સઘળું જ્ઞાન મળશે; પરંતુ જ્યાં સુધી તમને જ્ઞાનનો થોડોજ ભાગ મળે છે ત્યાં સુધી તો તે ભાગ તમારે એવા પ્રકારનો પસંદ કરવો જોઇએ કે જે તમને સૌથી વધારે ઉપયોગી થઈ પડે. ઈશ્વર જ્ઞાનરૂપ તેમજ પ્રેમરૂપ છે; અને જેમ જેમ તમારામાં જ્ઞાન વધતું જશે તેમ તેમ ઈશ્વરી ભાવ પણ તમારામાં વધારે પ્રકટ થતો જશે. માટે અભ્યાસ કરો; પણ પ્રથમ એવી બાબતનો અભ્યાસ કરો કે જે બાબત બીજા લોકોને

સહાય કરવામાં તમને બહુજ ઉપયોગી થાય. લોકો તમને જ્ઞાની ગણે અથવા તો જ્ઞાની થવાથી તમને આનંદ પ્રાપ્ત થાય એવા હેતુથી નહિ, પરંતુ માત્ર જ્ઞાની પુરૂષોજ જ્ઞાનપૂર્વક બીજાને સહાય કરી શકે છે એટલા માટે તમારે ધીરજથી અભ્યાસ ચાલુ રાખવો. બીજાને સહાય કરવા તમે ગમે તેટલા આતુર હશો, તોપણ જો તમે પોતેજ અજ્ઞાની હશો તો બીજાનું સારૂં કરવા કરતાં તેને વધારે નુકસાન કરી બેસશો.

તમારે સત્ય અને અસત્ય વચ્ચે પણ વિવેક કરવો જોઇએ; તમારે મન, વાણી અને કર્મ દરેકમાં સત્યપરાયણ થવું જોઇએ

પ્રથમ સત્ય વિચાર કરતાં શિખવું જોઇએ, આ કામ કંઇ સહેલું નથી, કારણ કે આ દુનિયામાં ઘણા ખોટા વિચારો તથા ઘણા મૂર્ખાઇભરેલા વહેમો છે, અને જે માણસ આવા ખોટા વિચારો તથા વહે-મોનો દાસ બને છે તે પોતાની ઉન્નતિ કરી શકતો

નથી. માટે બીજા ઘણા લોકો અમુક વિચાર ધરાવે છે, અથવા તો સેંકડો વર્ષોથી તે વિચાર મનાતો આવ્યો છે, અથવા તો મનુષ્યો જેને પવિત્ર માને છે તેવા પુસ્તકમાં તે વિચાર દર્શાવેલો છે, એ ઉપ-રથી તમારે અમુક વિચાર ધરાવવો જોઇએ નહિ; પણ તે બાબતનો તમારે પોતે વિચાર કરવો જોઇએ, અને તે બાબત યુક્તિયુક્ત–વાજબી–છે કે કેમ તેનો નિર્ણય પણ તમારે પોતાની અક્કલથીજ કરવો જોઇએ. યાદ રાખજો કે એક હજાર માણસો અમુક બાબતપર એકમત થતા હોય, પણ જો તેઓ તે બાબત વિષે કંઇ પણ જાણતા ન હોય તો તેમનો અભિપ્રાય કશી કીમતનો નથી. ગુરૂપરંપરાના માર્ગપર ચાલવાની જેની ઇચ્છા છે તેણે તો પોતાની મેળેજ દરેક બાબત સમજવી જોઇએ, કારણ કે વહેમ એ જગતમાં પ્રસરેલો મોટામાં મોટો અનર્થ છે. તે એક બંધન છે કે જેમાંથી તમારે તદ્દન મુક્ત થવું જોઇએ.

બીજા લોકોને લગતા તમારા વિચારો ખરા

હોવા જોઇએ; તેઓના સંબંધમાં એવા વિચારો તમારે કરવા જોઇએ નહિ કે જે વિષે તમે જાતે કંઈ જાણતા ન હો. એમ નહિ ધારતા કે તેઓ હમેશાં તમારોજ વિચાર કરે છે. જો કોઇ માણસ કંઇ એવું કામ કરે કે જે તમને નુકસાનકારક થશે એમ તમને જણાય, અથવા તો કોઇ માણસ એવું કંઇ કહે કે જે તમને લાગુ પડતું હોય એમ તમને દેખાય તોપણ "મને નુકસાન કરવાના હેતુથીજ તેણે એમ કરેલું છે," એમ ઉતાવળા થઈને મત બાંધતા નહિ. ઘણું કરીને તો તે માણસે તમારા વિષે બિલકુલ વિચાર પણ કર્યો નહિ હોય, કારણકે દરેક જીવાત્માને પોતાનીજ મુશ્કેલીઓ વળગેલી હોય છે, અને તેના સઘળા વિચારો મુખ્યત્વે કરીને પોતાને જ લગતા હોય છે. કોઇ માણસ તમારી સાથે ક્રોધથી વાત કરે, તો "તે મને ધિક્કારે છે, તે મારૂં દિલ દુભાવવા ઇચ્છે છે" એમ એકદમ માની બેસતા નહિ. કદાચ એમ હોય કે કોઇ માણસ અથવા કોઇ બાબતને લીધે તેને ક્રોધ ચડયો હોય,

અને ભોગજોગે તમને મળવાથી તે પોતાનો ક્રોધ તમારા પર કાઢતો હોય. આવું તેનું વર્તન મૂર્ખાઇ-ભરેલું છે, કારણકે દરેક પ્રકારનો ક્રોધ મૂર્ખાઇભરેલો છે, પરંતુ તે પરથી તમારે તેને માટે ખોટો વિચાર બાંધવો જોઇએ નહિ.

જ્યારે તમે ગુરૂદેવના શિષ્ય થશો, ત્યારે તમારા વિચારને તેઓના વિચારની સાથે સરખાવીને તમારા વિચારની સત્યતા તપાસી શકશો. કારણકે શિષ્ય ગુરૂદેવ સાથે એકરૂપ થઇ ગયેલો હોય છે, અને તેથી પોતાનો વિચાર ગુરૂદેવના વિચાર સાથે બંધ-બેસતો થાય છે કે નહિ તે જોવા માટે, તેને માત્ર પોતાના વિચારને ગુરૂદેવના વિચારની સાથે સરખા-વવાની જરૂર છે. જો પોતાનો વિચાર ગુરૂદેવના વિચાર જોડે મળતો ન થાય, તો તે ખોટો છે એમ સમજી શિષ્ય પોતાનો વિચાર તરતજ બદલી નાખે છે; કારણકે ગુરૂદેવ સર્વ જાણે છે અને તેથી તેઓનો વિચાર હમેશાં પરિપૂર્ણ–સત્યજ–હોય છે. જેઓને હજી ગુરૂદેવે પોતાના શિષ્ય તરીકે કબૂલ

કરેલા નથી, તેઓ ઉપર જણાવ્યા મૂજબ પોતાના વિચારની પરીક્ષા કરી શકશે નહિ; તથાપિ તેઓ કંઇ પણ કાર્ય કરતાં પહેલાં " ગુરૂદેવ આવી બાબતમાં કેવો વિચાર ધરાવે ? આવા સંયોગમાં ગુરૂદેવ શું કરે ? અથવા શું કહે ?" એમ વિચાર કરવાને વારંવાર અટકે તો તેઓને પોતાને ઘણો લાભ થાય. વાસ્તે ગુરૂદેવને જે વિચાર કરતાં, જે શબ્દ કહેતાં અથવા જે કાર્ય કરતાં તમે કલ્પી શકો નહિ, તે તમારે કદિ પણ વિચારવું, કહેવું કે કરવું નહિ.

તમારી વાણી પણ સત્ય હોવી જોઇએ. તમારા શબ્દો સાચેસાચા અને અતિશયોક્તિ વગરના હોવા જોઇએ. બીજાનો હેતુ જાણ્યા વગર તે અમુક હેતુથીજ કામ કરે છે એમ તમારે કદિ પણ કહેવું નહિ. માત્ર તેના ગુરૂદેવ તેના વિચારો જાણે છે, અને તમારી કલ્પનામાં પણ ન હોય એવાં કારણોથી તે માણસ કામ કરતો હોય. જો તમે કોઇની વિરૂદ્ધ કાંઇ વાત સાંભળો તો તે વાત પાછી બીજા લોકોને કહી સંભળાવતા નહિ. કદાચ તે વાત ખરી ન

હોય, અને ધારો કે ખરી હોય તોપણ તે વિષે એક પણ શબ્દ ન બોલવો તે વધારે માયાળુ વર્તન છે. કંઇ પણ બોલવા પહેલાં સારી રીતે વિચાર કરજો, નહિ તો કદાચ તમારાથી ભૂલભરેલા શબ્દો બોલાઇ જશે.

તમારૂં વર્તન પણ સાચું હોવું જોઇએ. તમે ખરેખરા હો તેથી બહાર જુદા દેખાવાનો પ્રયત્ન કરતા નહિં; કારણકે દરેક જાતનો ખોટો ડોળ સત્યના પવિત્ર પ્રકાશને ઢાંકી દે છે. જેમ સૂર્યનો પ્રકાશ નિર્મળ કાચમાંથી ઝળકી નીકળે છે, તેમ તે પવિત્ર પ્રકાશ તમારામાંથી ઝળકી નીકળવો જોઇએ.

સ્વાર્થી અને નિઃસ્વાર્થી કામ વચ્ચે પણ તમારે વિવેક કરવો જોઇએ, કારણકે સ્વાર્થના ઘણા પ્રકાર છે. જ્યારે તમે એમ ધારતા હો કે અમુક પ્રકારના સ્વાર્થનો તમે છેવટનો નાશ કર્યો છે, ત્યારે પણ તે કોઇ બીજા પ્રકારે તેટલાજ બળથી પ્રકટી નીકળે છે. પણ ધીમે ધીમે બીજાઓને સહાય કરવાનો

વિચાર તમારામાં એટલો બધો પ્રબળ થશે કે, તમને તમારા પોતાના સ્વાર્થને લગતો વિચાર કરવાનો સમય કે અવકાશ રહેશે નહિ.

હજી એક બીજી બાબતમાં પણ તમારે વિવેક કરવો જોઇએ. બહારથી કોઈ પણ માણસ ગમે તેવો પાપી દેખાતો હોય, અથવા કોઇ પણ વસ્તુ બહારથી ગમે તેવી ખરાબ દેખાતી હોય, તોપણ દરેક પ્રાણી અને પદાર્થમાં વ્યાપી રહેલા ઇશ્વરને ઓળખી કાઢતાં શિખો. આ ઇશ્વરી ભાવ તમારામાં તેમજ તમારા બંધુમાં સમાન રીતે રહેલો છે, તે દ્વારા તમે તમારા મનુષ્ય બંધુને સહાય કરી શકશો. તેનામાં રહેલા ઇશ્વરી અંશને જાગ્રત કરતાં, તથા તેનામાં પણ ઇશ્વરી અંશ રહેલો છે તે વાતનું તેને ભાન કરાવતાં શિખો; આ રીતે તમે તમારા બંધુને ખોટે માર્ગે જતાં અટકાવી શકશો.



## ૨.

આ દુનીયામાં એવા ઘણા લોકો છે કે જેઓને વૈરાગ્યનું સાધન ઘણું કઠિન લાગે છે, કારણકે પોતાની વાસનાઓ એજ પોતાનું જીવન છે એમ તેઓને જણાય છે; અને જો તેઓની ખાસ વાસનાઓને એટલે કે ભિન્ન ભિન્ન વસ્તુઓ તરફના તેમના રાગ અને દ્વેષને તેમની પાસેથી લઈ લેવામાં આવે, તો જાણે પોતે જીવન રહિત થયા હોય એમ તેઓને લાગે છે. જે લોકોએ ગુરૂદેવનું દર્શન કરેલું નથી તેમનીજ આવી સ્થિતિ હોય છે. ગુરૂદેવના પવિત્ર દર્શનના પ્રકાશમાં સઘળી વાસનાઓ નાશ પામે છે; ગુરૂદેવના જેવા થવાની શુભ ઇચ્છાજ બાકી રહે છે. ગુરૂદેવના સમાગમમાં આવવાને ભાગ્યશાળી થાઓ તે પહેલાં પણ, જો તમે ધારો તો વૈરાગ્ય પ્રાપ્ત કરી શકો-વાસના રહિત થઈ શકો. વિવેકના સાધનથી તમે જાણી લીધું છે કે વૈભવ અને અધિકાર જેવી વસ્તુઓ, જેને માટે મનુષ્ય જાતિનો મોટો ભાગ તૃષ્ણા રાખે છે તે વસ્તુઓ

કંઇ બીસાતની નથી; જ્યારે વૈભવ, અધિકાર વગેરેના કરતાં બીજું કંઇક વધારે કીમતી છે, એમ માત્ર કહી બતાવીને નહિ પણ કરી બતાવીને ખાત્રી આપો, ત્યારેજ તેવી વસ્તુઓ માટેની સઘળી વાસનાનો નાશ થાય છે.

આટલે સુધી તો સઘળું સહેલું છે; તમારે આ સઘળું સમજવું જોઇએ એજ જરૂરનું છે. પરંતુ કેટલાક એવા મનુષ્યો છે કે જેઓ સંસારિક વસ્તુઓનો ત્યાગ તો કરે છે, પણ તેમાં તેમનો હેતુ સ્વર્ગ મેળવવાનો અથવા તો જન્મ મરણમાંથી મુક્ત થવાનોજ હોય છે; પણ આવી જાતની ભૂલ તમારે તો કરવીજ નહિ. જો તમે તમારા અહંભાવને તદ્દન ભૂલી જાઓ, એટલે કે તમારામાં "હું" એવું કંઇ રહેજ નહિ, તો પછી તમે ક્યારે મુક્ત થશો અથવા તમને કેવી જાતનું સ્વર્ગ મળશે એ ખ્યાલ તમને આવશેજ નહિ. યાદ રાખજો કે દરેક જાતની સ્વાર્થી કામનાઓ, ગમે તેવા ઉત્તમ હેતુવાળી હોય તોપણ, બંધનકારક છે. જ્યાં સુધી તમે તેનાથી મુક્ત

નહિ થાઓ ત્યાં સુધી, ગુરૂદેવના કાર્યમાં તમે તમારી જાતને પૂરેપૂરી રીતે અર્પણ કરી શકશો નહિ.

જ્યારે સ્વાર્થને લગતી સઘળી વાસનાઓ નાશ પામે ત્યારે પણ તમારા કાર્યનું પરિણામ જોવાની વાસના રહે ખરી. જો તમે કોઇને સહાય કરી હોય તો તમે તેને કેટલા ઉપયોગી થઈ પડયા છો તે જાણવાને આતુર રહો છો. કદાચ તમે એમ પણ ઇચ્છો છો કે તે માણસ પણ, તમારી સહાયથી તેને પોતાને શું લાભ થયો છે તે જાણે અને તમારો ઉપકાર માને. આ પણ વાસનાજ છે, અને સાથે કર્મના નિયમમાં અવિશ્વાસ પણ છે. જ્યારે તમે બીજાને સહાય કરવા માટે તમારી શક્તિનો ઉપયોગ કરો છો, ત્યારે તમે જાણી શકો કે ન જાણી શકો તોપણ તેનું કંઇ ને કંઇ પરિણામ તો આવે છેજ. જો તમે કર્મનો મહાન નિયમ જાણતા હો તો આનું પરિણામ આવવું જોઇએ એમ તમે જાણો છોજ. માટે બદલાની આશા રાખ્યા સિવાય સત્યનેજ ખાતર તમારે સત્ય વર્તન કરવું જોઇએ; કર્મનું ફળ

જોવાની આશા રાખ્યા સિવાય, માત્ર કામ કરવાને ખાતર તમારે કામ કરવું. વળી તમને જનસેવા પ્રિય છે, એટલુંજ નહિ પણ જનસેવામાં તમે તમારી જાતને અર્પણ કર્યા વિના રહી શકો તેમ નથી, તેથીજ તમારે સેવાધર્મ સ્વીકારવો જોઇએ.

સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા તમારે રાખવી નહિ; સિદ્ધિઓથી તમને ઘણો લાભ થશે એમ જ્યારે ગુરૂદેવને લાગશે ત્યારે સિદ્ધિઓ તમને પ્રાપ્ત થશે. કવખતે તે મેળવવા માટે પ્રયત્ન કરવાથી ઘણી વખત બહુ ક્લેશ અને સંકટ આવી પડે છે. ઘણીવાર આવો માણસ મોહ ઉત્પન્ન કરનારા ક્ષુદ્ર દેવોથી આડે માર્ગે દોરાય છે, અથવા તો તે અભિમાની બની જઈ, પોતે કદિ ભૂલ કરેજ નહિ એમ માની બેસે છે. કોઈપણ રીતે એટલું તો ખરૂંજ છે કે આ સિદ્ધિઓની પાછળ જે કાળ અને શક્તિ વાપરવાં પડે તેનો ઉપયોગ જનસેવામાં સારો થઇ શકે. જ્યારે તમે વિકાસક્રમમાં આગળ વધશો ત્યારે તે સિદ્ધિઓ તમને પ્રાપ્ત થશે; તેઓ તમને

પ્રાપ્ત થશેજ તેમાં શંકા નથી; જો ગુરૂદેવને જણાશે કે તેવો વખત આવ્યા પહેલાં સિદ્ધિઓ મળવાથી તમને વધારે લાભ થશે, તો તે નિર્ભયપણે કેવી રીતે મેળવવી તે તેઓ તમને બતાવશે. આવો વખત આવે ત્યાંસુધી તો સિદ્ધિ વગરના રહેવું તે તમારે માટે વધારે સારૂં છે.

હમેશના વ્યવહારમાં જે કેટલીક નાની નાની વાસનાઓ સામાન્ય છે તેનાથી પણ તમારે સાવધ રહેવું. લોકોમાં દીપી નીકળવાની અથવા ચતુર દેખાવાની ઇચ્છા કદિ કરતા નહિ; બોલવા માટે પણ આતુર રહેતા નહિ. થોડું બોલવું એ સારૂં છે, તેના કરતાં પણ તમે જે કંઇ કહેવા માગતા હો તે સત્ય, પ્રિય અને હિતકારક છે એવી તમારી પૂરેપૂરી ખાત્રી ન થાય ત્યાંસુધી કંઇપણ નહિ બોલવું તે વધારે સારૂં છે. કંઇ પણ બોલવા પહેલાં, તમે જે કહેવા માગો છો તેમાં ઉપર બતાવેલા ત્રણ ગુણો છે કે નહિ તેનો સાવચેતીથી વિચાર કરજો; જો એ ગુણો તેમાં ન હોય તો મુંગાજ બેસી રહેજો.

બોલવા પહેલાં સાવધપણે વિચાર કરવાની ટેવ હમણાથી પાડવી તે વધારે સારી છે; કારણકે જ્યારે તમે જ્ઞાનનાં દ્વાર ઉઘાડનારી દીક્ષા લેવાની સ્થિતિએ પહોંચશો, ત્યારે રખેને બીજાઓને નહિ કહેવા જેવી વાત તમારાથી કહેવાઇ જાય, એટલા માટે તમારે તમારા દરેક શબ્દપર ધ્યાન રાખવું પડશે. સામાન્ય રીતે જે વાતચિત કરવામાં આવે છે તેમાંની ઘણી-ખરી તો નકામી અને મૂર્ખાઇ ભરેલી હોય છે; અને બીજા માણુસની નિંદાની વાત હોય છે ત્યારે તો તે પાપરૂપજ છે. માટે બોલવા કરતાં સાંભળવાની ટેવ પાડો; જ્યાંસુધી તમને સીધી રીતે પુછવામાં ન આવે ત્યાંસુધી તમારે તમારો અભિપ્રાય કદિ આપવો નહિ. મુમુક્ષુને ગ્રહણ કરવા લાયક સાધનો વિષે એક ઠેકાણે આ પ્રમાણે લખવામાં આવ્યું છેઃ જાણવું, નિર્ભયપણે વર્તવું, દૃઢ સંકલ્પ કરવો અને મૌન રાખવું; આ ચારમાંનું છેલ્લું સાધન સૌથી કઠિન છે.

બીજા લોકોના કામમાં માથું મારવાની ઇચ્છા પણ જગતમાં સાધારણ રીતે જોવામાં આવે છે;

આ ઇચ્છાને પણ તમારે મજબૂતીથી દાબી દેવી જોઇએ. બીજો માણસ શું કરે છે, કહે છે અથવા માન્યતા ધરાવે છે તેની સાથે તમને કંઇપણ સંબંધ નથી; તમારે તેને તેની મરજી મૂજબજ કરવા દેવું. જ્યાં સુધી તે માણસ બીજા કોઇની વચ્ચે આવતો નથી ત્યાં સુધી તેને કર્મ, વાણી અને વિચારમાં સ્વતંત્રતા ભોગવવાનો સંપૂર્ણ હક છે. તમને વાજબી લાગે તે કરવાની સ્વતંત્રતા તમે તમારા પોતાને માટે માગો છો તો તેજ સ્વતંત્રતા તમારે તે માણસને પણ આપવી જોઇએ; અને જ્યારે તે તેની સ્વતંત્રતાનો ઉપયોગ કરતો હોય ત્યારે તેને વિષે વાતો કરવાનો તમને બિલકુલ અધિકાર નથી.

અમુક માણસ ખોટું કરે છે એમ જો તમને લાગે, અને જો તમારો વિચાર તેને ખાનગી રીતે અને ઘણી સભ્યતાથી કહી બતાવવાની તક તમે મેળવી શકો, તો એ સંભવિત છે કે તમે તેને સમજાવી શકો; પરંતુ એવા ઘણા સંજોગો હોય છે કે જેમાં એ પ્રમાણે કરવું તે પણ અયોગ્ય રીતે

વચ્ચે આવવા જેવું ગણાય. ગમે તેમ થાય તોપણ તમારે ત્રીજા માણસ પાસે જઇને તેની નિંદા તો કરવીજ નહિ, કારણકે તે તો ઘણુંજ દુષ્ટ કર્મ છે.

જો કોઇ બાળક અથવા પશુ ઉપર ઘાતકીપણું ગુજરતું તમે જુઓ તો તે અટકાવવા વચ્ચે પડવું તે તમારો ધર્મ છે. જો કોઈ માણસને દેશના કાયદાનો ભંગ કરતાં તમે જુઓ તો તમારે યોગ્ય અધિકારીઓને ખબર આપવી. જો કોઇ માણસને શિખવવાનું કામ તમને સોંપવામાં આવ્યું હોય, તો માયાળુપણે તેને તેના દોષો બતાવવા તે તમારૂં કર્તવ્ય ગણાય. આવા પ્રસંગો સિવાય તમારે તમારૂં કામ સંભાળવું અને મૌન રાખવાનો સદ્ગુણ પ્રાપ્ત કરવો.



## ૩.

સદાચાર અથવા ષટ્ સંપત્તિના ૭ અંગો જે ખાસ જરૂરનાં છે તે ગુરૂદેવે નીચે મુજબ આપેલાં છે:—

૧ મનપરત્વે નિગ્રહ.
૨ કાર્યપરત્વે નિગ્રહ.
૩ સમાનભાવ.
૪ ચિત્તની પ્રસન્નતા.
૫ એકાગ્રતા.
૬ શ્રદ્ધા.

(ચાર સાધનોનાં નામોની માફક આ ૭ અંગોમાંનાં કેટલાંએકને જુદાં નામો આપવામાં આવે છે તે હું જાણું છું. પરંતુ ગુરૂદેવે મને સમજાવતી વખતે જે નામો વાપર્યા હતાં તેજ નામનો ઉપયોગ હું અત્રે દરેક બાબતમાં કરૂં છું.)

**૧. મનપરત્વે નિગ્રહ:**—વાસના શરીરને નિયમમાં રાખવૂં જોઇએ એમ વૈરાગ્યના સાધનથી

સમજાય છે; તેજ પ્રમાણે માનસિક શરીરને નિયમમાં રાખવાનું મનના નિગ્રહ ઉપરથી સમજાય છે. મનનો નિગ્રહ એટલે સ્વભાવ, મન અને જ્ઞાનતંતુઓ ઉપરનો કાબુ. સ્વભાવ ઉપરનાં અંકુશથી તમે ક્રોધ કરતાં અને અધીરા થતાં અટકશો; મન ઉપરના અંકુશથી તમારા વિચારો હમેશાં શાંત અને સ્થિર થશે; અને મન ઉપરના અંકુશદ્વારા જ્ઞાનતંતુ પર અંકુશ આવશે, અને તે બને તેટલાં ઓછાં ઉશ્કેરાશે. જ્ઞાનતંતુઓને નિયમમાં રાખવાનું આ છેલ્લું કામ કઠિન છે, કારણકે જ્યારે તમે પરંપદમાર્ગ પર પ્રવેશ કરવાનો પ્રયત્ન કરશો, ત્યારે તમારૂં શરીર તીવ્ર લાગણીવાળું થયા સિવાય રહેશે નહિ. આમ થવાથી જ્ઞાનતંતુઓ કંઇ પણ અવાજ અથવા આંચકાથી તરતજ બેચેન અને અસ્વસ્થ થાય છે; અને કોઇ પણ જાતના દબાણથી તેને તીવ્ર લાગણી થાય છે. પરંતુ આવી સ્થિતિમાં તમારે તમારાથી બનતું કરવું.

શાંત મનમાં હિંમતનો પણ સમાવેશ થાય છે;

તેથી દીક્ષાના માર્ગની કસોટીઓ અને સંકટોની સામે તમે નિર્ભયપણે ઉભા રહી શકશો. શાંત મનમાં સ્થિરતાનો પણ સમાવેશ થાય છે; તેથી દરેક મનુષ્યની જીંદગીમાં આવી પડતી વિપત્તિઓ તમે નજીવી લેખશો; અને જેમ ઘણા લોકો જરા જેવી બાબતોની નિરંતર ચિંતા કરવામાં પોતાનો ઘણો વખત ગુમાવે છે તેવી ચિંતાથી તમે દૂર રહેશો. ગુરૂદેવ કહે છે કે માણસને બહારથી જે કાંઇ આવી પડે તેની તેણે દરકાર કરવી નહિ; શોક, સંકટ, માંદગી કે નુકસાન, આ સર્વને તેણે તૃણવત્ ગણવાં, અને તેને લીધે પોતાના મનની શાંતિનો ભંગ થવા દેવો નહિ. આ શોક, સંકટ વગેરે પૂર્વ કર્મનું ફળ છે, અને જ્યારે આવાં દુઃખો આવી પડે ત્યારે તમારે પ્રસન્ન મનથી સહન કરવાં. તમારે યાદ રાખવું કે સઘળાં દુઃખો ક્ષણિક છે, અને તમારો ધર્મ તો હમેશાં પ્રસન્ન અને શાંત રહેવાનો છે. આ સઘળાં દુઃખો આ જન્મ સાથે નહિ પણ તમારા ગત જન્મો સાથે સંબંધ ધરાવનારાં છે;

તમે તેને કોઇ રીતે ફેરવી શકશો નહિ, તેથી તેને માટે ચિંતા કરવી નકામી છે. એના કરતાં હાલ તરત તમે જે કરો છો તેનોજ વિચાર કરો, કારણકે તેના ઉપર તમારા આવતા જન્મના બનાવોનો આધાર છે અને તેમાં ફેરફાર કરવાને **તમે શક્તિવાન** છો.

તમારે કદિ પણ શોક અથવા ઉદાસીનતાને વશ થવું નહિ. ઉદાસીનતા પાપરૂપ છે, કારણકે તે ચેપી રોગની માફક બીજા લોકોના પર પણ અસર કરે છે અને તેઓનું જીવન વધારે દુઃખી બનાવે છે; આમ કરવાનો તમને બિલકુલ અધિકાર નથી. માટે જો કોઇપણ વખતે તમારા પર ઉદાસીનતા આવી પડે તો તેને તમે તરતજ દૂર કરજો.

હજી એક બીજી રીતે તમારે તમારા મન ઉપર અંકુશ રાખવો; તમારે તેને આમતેમ ભટકવા દેવું નહિ. તમે જે કામ કરતા હો તે એકાગ્ર ચિત્તથી કરો; આમ કરવાથી તે કામ સંપૂર્ણ થશે. તમારા

મનને નિરૂદ્યમી થવા દેવું નહિ, પણ હમેશાં શુભ વિચારોને મનમાં એવી રીતે રાખવા, કે જેથી તે કોઇ પણ કામમાંથી પરવારે કે તરતજ તે વિચારોનું તેને સ્મરણ થાય.

હમેશાં શુભ કર્મોમાં તમારી વિચારશક્તિનો ઉપયોગ કરો, અને વિકાસક્રમને સહાય કરે એવી એક શક્તિરૂપ થાઓ. કોઇ માણુસ શોકમાં, દુઃખમાં અથવા સહાયની જરૂરમાં છે એમ તમે જાણુતા હો તેવા એકાદ માણુસ સંબંધી દરરોજ વિચાર કરો અને તેના તરફ તમારા પ્રેમનો પ્રવાહ મોકલતા રહો.

તમારા મનને અભિમાનથી દૂર રાખો, કારણકે અભિમાન અજ્ઞાનનુંજ પરિણામ છે. જે માણુસ અજ્ઞાની હોય છે તે પોતાને મોટો સમજે છે, અને આ અથવા પેલું મોટું કાર્ય પોતે કરેલું છે એમ ધારે છે; પણ જ્ઞાની પુરૂષ તો જાણે છે કે ઇશ્વરજ મોટો છે અને સઘળાં સારાં કામો તેમનીજ શક્તિથી થાય છે

**૨. કાર્યપરત્વે નિગ્રહઃ**—જો તમારા વિચારો જેવા જોઇએ તેવા હશે તો તે પ્રમાણે કાર્ય કરવામાં તમને ઘણી મુશ્કેલી પડશે નહિ. પણ યાદ રાખવું કે મનુષ્ય જાતિનું ભલું કરવા માટે વિચારને અમલમાં મુકવો જોઇએ. જરા પણ આળસ નહિ કરતાં શુભ કર્મમાં ચાલુ પ્રવૃત્તિ રાખવી જોઇએ. પણ તેમ કરવામાં તમારે **તમારૂં પોતાનુંજ** કર્તવ્ય બજાવવું; અને બીજાના કર્તવ્યમાં માથું મારવું નહિ. બીજાને કરવાનું કામ જો તમારે કરવું પડે તે તો માત્ર તેની રજાથી અને તેને સહાયભૂત થવાના હેતુથીજ કરવું. દરેક મનુષ્યને તેનું પોતાનું કામ તેની પોતાનીજ રીતે કરવા દો; જ્યાં તમારી સહાય માગવામાં આવે ત્યાં સહાય કરવા હમેશાં તૈયાર રહો; અને કદિપણ બીજાના કામમાં વચ્ચે આવતા નહિ. આ દુનિયામાં પોતાનાજ કામમાં ધ્યાન આપતાં શિખવાનું ઘણા લોકોને અત્યંત કઠિન લાગે છે, પરંતુ તમારે તો તેમજ કરતાં શિખવું.

**તમે વધારે મહત્ત્વનું કાર્ય માથે લેવા પ્રયત્ન કરો**

છે, તેથી તમારે તમારી સામાન્ય ફરજોને ભૂલી જવી નહિ. જ્યાંસુધી આ ફરજો પૂર્ણ રીતે બજાવો નહિ ત્યાંસુધી તમે બીજી ફરજો સ્વીકારવાને સ્વતંત્ર નથી. તમારે કોઇપણ નવી સાંસારિક ફરજો માથે લેવી નહિ, પણ જે ફરજો અત્યાર સુધીમાં તમે વ્હોરી લીધી છે તે તો તમારે પૂરેપૂરી બજાવવી; જેને સ્પષ્ટ અને વાજબી ફરજો તરીકે માન્ય રાખતા હો તેવી ફરજોજ તમારે બજાવવાની છે, પરંતુ જે કલ્પિત ફરજો બીજા લોકો તમારા ઉપર નાખવાનો પ્રયત્ન કરતા હોય તે નહિ. જો તમે ગુરૂદેવના શિષ્ય થવા ઇચ્છતા હો તો તમારે સાધારણ કાર્યો પણ બીજાઓનાં કરતાં વધારે સારી રીતે કરવાં જોઇએ, ખરાબ રીતે નહિ; કારણકે એ કાર્યો પણ તમારે ગુરૂદેવનીજ ખાતર કરવાનાં છે.

**૩. સમાન ભાવ:**—તમારે સર્વ તરફ સંપૂર્ણ રીતે સમાન ભાવ રાખવો, અને તમારા પોતાના ધર્મની માન્યતાઓની માફક બીજા ધર્મના લોકોની માન્યતાઓમાં પણ ખરા દિલથી ઉત્સાહ રાખવો;

કારણકે તેઓનો ધર્મ પણ તમારા ધર્મની માફક પરંપદ મેળવવાનો એક માર્ગ છે. સર્વને સહાય કરવા માટે સર્વ ધર્મના સિદ્ધાંતો બરાબર સમજવા એ તમારે માટે જરૂરનું છે.

પણ આવી પૂર્ણ ઉદારવૃત્તિ અને સમાનભાવ પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો તમારે પોતાને વહેમ અને ધર્માંધપણાથી મુક્ત થવું જોઇએ. તમારે જાણવું જોઈએ કે ધર્મની કોઇપણ બાહ્યક્રિયા જરૂરની નથી. બાહ્યક્રિયાને તમે ઉપયોગી ગણશો તો, બાહ્યક્રિયા નહિ કરનારા કરતાં તમે પોતાને અમુક રીતે સારા લેખશો. વળી જે લોકો હજી બાહ્યક્રિયાને વળગી રહ્યા હોય તેમને તેટલા માટે તમારે ધિક્કારવા નહિ. તેમને તેઓની ઇચ્છા પ્રમાણે વર્તવા દો; તમે સત્ય યથાર્થ જાણ્યું છે તેથી તેઓએ તમારી વચ્ચે આવવું જોઇએ નહિ; એટલે કે જે સ્થિતિ તમે પસાર કરી ગયા છો તેમાં તેઓએ બળાત્કારથી તમને પાછા ખસડવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ.

દરેક બાબતમાં ઘટતી છુટ મુકો અને સર્વ પ્રત્યે માયાળુપણે વર્તો.

હવે તમારી દૃષ્ટિ ખુલી છે, તેથી તમારી કેટલીક જુની માન્યતાઓ અને જુની ક્રિયાઓ તમને અર્થ-વગરની લાગશે; કદાચ ખરેખર એમજ છે. જો કે હવે તમે તેમાં વધારે વખત ભાગ લઇ શકશો નહિ, તોપણ જે ભલા મનુષ્યોને માટે હજી તેવી ક્રિયાઓ જરૂરની છે તેવા મનુષ્યોની ખાતર તમારે તે ક્રિયાઓને માન આપવું. આ વિશ્વમાં આવી ક્રિયાઓને માટે સ્થાન છે અને તેનો ઉપયોગ પણ છે. તમે જ્યારે બાળક હતા ત્યારે બે લીટીઓ વચ્ચે સીધા અને એક સરખા અક્ષરો લખતાં શિખતા હતા, ને પછી જ્યારે તમે તે લીટીઓ સિવાય વધારે સારી રીતે અને છૂટે હાથે લખવા માંડ્યું ત્યારે તેવી બેવડી લીટીઓની તમને જરૂર રહી નહિ. તેવીજ રીતે એક કાળ એવો હતો કે જ્યારે તમને એ ક્રિયાઓની જરૂર હતી, પણ હવે તે કાળ વીતી ગયો છે.

એક સ્થળે એક મહાન્ ગુરૂએ લખ્યું છે કે "જ્યારે હું બાળક હતો ત્યારે બાળકની માફક સમજતો, અને બાળકની માફક વિચાર કરતો; પણ જ્યારે હું પુખ્ત ઉમરનો થયો ત્યારે મેં બાળક્રીડાઓને બાજુએ મુકી દીધી." પરંતુ જે મનુષ્ય પોતાની બાલ્યાવસ્થા ભૂલી ગયો છે અને બાળકો તરફ પોતાની દિલસોજી બતાવી શકતો નથી, તે મનુષ્ય બાળકોને શિખવી કે સહાય કરી શકતો નથી, માટે સૌ સાથે પ્રેમથી, નમ્રતાથી અને સમાન ભાવથી એક સરખી રીતે વર્તો, પછી ભલે તે હિંદુ હોય કે **બૌધ** હોય, **જૈન** હોય કે **યાહુદી** હોય, **ખ્રીસ્તી** હોય કે **મુસલમાન** હોય.

**૪. ચિત્તની પ્રસન્નતાઃ**—તમારૂં 'કર્મ' ગમે તેવું હોય તોપણ તમારે આનંદથી તે સહન કરવું જોઇએ. જ્યારે તમારા પર દુઃખ આવી પડે ત્યારે તમને પોતાને ભાગ્યશાળી સમજવા, કારણકે તે સૂચવે છે કે કર્મના દેવો તમને સહાય આપવા લાયક ગણે છે. તે દુઃખ ગમે તેવું કઠિન હોય તો

પણ તમારે આભાર માનવો કે તે વધારે કઠિન નથી. યાદ રાખજો કે જ્યાં સુધી તમારૂં ખરાબ કર્મ ભોગવાઇ ન રહે અને તમે મુક્ત ન થાઓ, ત્યાં સુધી તમે ગુરૂદેવના કાર્યમાં ઘણાજ થોડા ઉપયોગી થશો. તમે તમારી જાતને ગુરૂદેવને અર્પણ કરી છે—એટલે કે તમે માગી લીધું છે કે તમારા કર્મનો જલ્દીથી ક્ષય થાય; આથી જે કર્મ પૂરેપૂરૂં ભોગવી લેતાં તમને સો જન્મ લાગત, તે હવે તમે એક અથવા બે જન્મમાં ભોગવી લ્યો છો. પણ આવી સ્થિતિનો ઉત્તમ લાભ લેવા માટે તમારે ખુશીથી અને પ્રસન્ન ચિત્તથી તે સહન કરવું જોઇએ.

વળી એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખો. તમારે સઘળી જાતની મમતા છોડી દેવી. બનવા જોગ છે કે તમારી વહાલામાં વહાલી વસ્તુને અથવા પ્રિયમાં પ્રિય માણુસને પણ કર્માનુસાર તમારી પાસેથી લઇ લેવામાં આવે. આવે વખતે તમારે તો આનંદમાંજ રહેવું, અને સર્વસ્વ જવાનું થાય તો તેને માટે પણ તૈયાર રહેવું. ઘણીવાર પોતાના સેવક દ્વારા

બીજાઓને પોતાની શક્તિ મોકલવાની ગુરૂદેવને જરૂર પડે છે; પણ તેવે વખતે જો સેવક ઉદાસ હોય તો ગુરૂદેવ પોતાનું કામ તેના દ્વારા કરી શકતા નથી. માટે હમેશાં આનંદી રહેવાનો નિયમ રાખવો.

૫. **એકાગ્રતા**:—તમારે ગુરૂદેવનું કામ કરવાનું છે, એ એક બાબત પર તમારે હમેશાં લક્ષ રાખવું. બીજું ગમે તે કામ કરવાનું તમારા પર આવે તો પણ એ બાબત તો તમારે કદિપણ ભૂલવી નહિ. ખરૂ જોતાં તો બીજું બહારનું એવું કંઇ કામ તમારા પર **આવશેજ નહિ.** કારણકે જે કામ બીજાની સહાય માટે અને નિઃસ્વાર્થપણે કરવામાં આવે છે તે ગુરૂદેવની ખાતર કરેલું લેખાય છે. તે કામ કરતી વખતે તમારે તેના પર સંપૂર્ણ લક્ષ આપવું, જેથી તે કામ તમારાથી બને તેટલું ઉત્તમ થવા પામે. તેજ ગુરૂદેવે વળી લખ્યું છે કે “તમે જે કંઇ કામ કરો તે મનુષ્યોને માટે કરવાનું છે એમ નહિ સમજતાં, ઇશ્વરનેજ ખાતર કરવાનું છે એમ સમજીને ખરા દિલથી કરો.” ગુરૂદેવ પોતેજ હમણાં તમારૂં

કામ જોવા પધારવાના છે એમ તમે જાણતા હો, તો તે કામ તમે કેવી રીતે કરો તેનો વિચાર કરો; તેવીજ રીતે તમારે તમારૂં સઘળું કામ કરવું જોઇએ. જેઓ વધારે જ્ઞાની હશે તેઓ ઉપર જણાવેલા ગુરૂવાક્યનો અર્થ વધારે સારી રીતે સમજશે. આ વચનના જેવું એક વધારે પ્રાચીન વચન છે કે "જે કામ તારા હાથમાં આવે તે તારી સંપૂર્ણ શક્તિથી કરજે."

એકાગ્રતાનો એવો પણ અર્થ થાય છે કે, દીક્ષાના જે માર્ગ ઉપર તમે પ્રવેશ કરેલો છે, ત્યાંથી કોઈ પણ કારણસર કોઇપણ વખતે એક પળ પણ તમારે પાછા હઠવું નહિ. કોઇપણ જાતની લાલચથી કોઇપણ પ્રકારના દુનિયાદારીના સુખથી, કે કોઈપણ રીતની સાંસારિક પ્રીતિથી, તમારે તમારો માર્ગ છોડી બીજી દિશામાં દોરાવું નહિ; એટલે કે તમારે તે દીક્ષાના માર્ગની સાથે એકરૂપજ થઇ જવું. આ ઐક્ય એટલે દરજજે તમારામાં સ્વાભાવિક થવું જોઇએ કે, તમે તે માર્ગે જાઓ છો એવો વિચાર

કર્યાં સિવાય પણ તમે તેજ માર્ગે ચાલ્યા જાઓ, અને ત્યાંથી આડે માર્ગે જઇ શકો નહિ. તમે-જીવાત્માએ-આ માર્ગે ચાલવાનો નિશ્ચય કર્યો છે; હવે તે નિશ્ચય છોડી દેવો તે તમને પોતાને છોડી દેવા જેવું છે.

૬. **શ્રદ્ધા:**—તમારે તમારા ગુરૂદેવમાં અને તમારા પોતાનામાં શ્રદ્ધા રાખવી. જો તમને ગુરૂદેવનાં દર્શન થયાં હશે તો તમે અનેક જન્મો સુધી તેઓમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખશોજ. જો તમને તેઓનાં દર્શન નહિ થયાં હોય તો પણ, તેઓ તમારી સમીપજ હોય એવું યાદ રાખવા પ્રયત્ન કરવો-સાક્ષાત્કાર કરવા મથવું-અને તેમના પર શ્રદ્ધા રાખવી; કારણ કે જો તમે એમ નહિ કરો તો ગુરૂદેવ પણ તમને સહાય કરવા શક્તિવાન થશે નહિ. જ્યાંસુધી સંપૂર્ણ શ્રદ્ધા ન હોય ત્યાંસુધી તેમના પ્રેમ અને પ્રભાવનો પૂર્ણ પ્રવાહ વહી શકશે નહિ.

તમારે તમારા પોતાનામાં શ્રદ્ધા રાખવી. શું તમે એમ કહો છો કે તમે તમને પોતાને ઘણી સારી

રીતે ઓળખો છો? જો તમને એમજ લાગતું હોય તો જાણજો કે તમે પોતાને ઓળખતાજ નથી. તમે જેને ઓળખો છો તે તો નબળું બહારનું આવરણ-પંચભૂતનું પૂતળુંજ-છે, અને તે ઘણી વખત કીચડમાં લપટાયું છે. પણ તમે-શુદ્ધ તમે-તો ઈશ્વરરૂપ અગ્નિના એક તણખા એટલે કે અંશ છો; ઈશ્વર કે જે સર્વ શક્તિમાન્ છે તેજ ઈશ્વર તમારામાં છે, અને એ કારણસર આ વિશ્વમાં એવું કંઇ પણ નથી કે જે તમે દૃઢ નિશ્ચય કરો તો કરી શકો નહિ. તમે મનથી કહો:—"જે કંઇ એક મનુષ્યે કરેલું છે તે બીજો પણ કરી શકે. હું પણ એક મનુષ્ય છું; મનુષ્ય છું એટલુંજ નહિ, પણ મનુષ્યહૃદયમાં વસતો ઈશ્વર છું; માટે હું આ કામ કરી શકીશ અને કરીશજ." કારણ કે જો તમે દીક્ષાના માર્ગપર પ્રવાસ કરવા ઇચ્છતા હો તો તમારે તમારી ઇચ્છાશક્તિને પાણી પાયેલી ગજવેલ જેવી દૃઢ બનાવવી જોઇએ.



૪.

સઘળાં સાધનોમાં પ્રેમ સર્વથી વધારે અગત્યનો છે, કારણ કે જો તે કોઇ મનુષ્યમાં પૂરતો પ્રબળ હોય તો તે તેને બીજાં સાધનો પણ પ્રાપ્ત કરાવે છે; પરંતુ તે વિના બીજાં સઘળાં સાધનો સર્વદા અપૂર્ણજ રહે છે. સાધારણ રીતે આ સાધન જન્મમરણના ફેરામાંથી મુક્ત થવાની અને ઇશ્વર સાથે એકતા પામવાની તીવ્ર ઇચ્છા એટલે કે મુમુક્ષુતાના નામથી ઓળખાય છે. આ સાધનને આવા સંકુચિત રૂપમાં મુકવું તે કાંઇક સ્વાર્થ સૂચવે છે, અને તેમાં પૂરેપૂરો અર્થ આવી જતો નથી. કોઇપણ જાતની ઇચ્છા અથવા કામનાને બદલે આ સાધનમાં ઇચ્છાશક્તિ, નિશ્ચય અથવા સંકલ્પનું બળ વિશેષ રહેલું છે. પણ ધારેલું પરિણામ લાવવા માટે તમારે તે નિશ્ચય અથવા સંકલ્પમાં એવા તલ્લીન થવું જોઇએ કે પછી બીજી કોઇ પણ લાગણી માટે અવકાશજ ન રહે. આ નિશ્ચય ઈશ્વર સાથે એક થવાનો છે, અને તે પણ દુઃખ અને કંટાળાથી મુક્ત થવાના હેતુથી નહિ,

પણ ઇશ્વર ઉપરના તમારા અગાધ પ્રેમને લીધે તેમના કાર્યમાં નિઃસ્વાર્થપણે સહાય કરવાના હેતુથી તે નિશ્ચય હોવો જોઇએ. ઇશ્વર પ્રેમરૂપ છે તે કારણથી તમે તેની સાથે એક થવા માગતા હો, તો તમારે પણ સંપૂર્ણ નિઃસ્વાર્થી અને પ્રેમમય થવું જોઇએ.

તમારા દરરોજના વ્યવહારમાં આ પ્રેમ બે રૂપે દેખાવો જોઇએ; પહેલું તો કોઇ પણ જીવતા પ્રાણીને જરાપણ ઇજા ન થાય એવી સંભાળ રાખવી, અને બીજું એ કે કોઇને સહાય કરવાની તક આવે તો કદિ તે તકનો લાભ લેવા ચુકવું નહિ.

પ્રથમ પ્રાણી માત્રને ઇજા નહિ કરવા વિષે બોલીએ. નિંદા, નિર્દયતા અને વહેમ એ ત્રણ પાપો બીજી સઘળી જાતનાં પાપો કરતાં આ દુનિયામાં વધારે હાનિ કરે છે, કારણ કે તે ત્રણે પ્રેમની વિરૂદ્ધનાં પાપકર્મો છે. જે મનુષ્યને ઇશ્વરમાં પ્રેમમય થવાની ઇચ્છા હોય તેણે આ ત્રણે પાપોથી નિરંતર ચેતતાં રહેવું.

નિંદા શું શું કરે છે તે જુઓ. તેનો આરંભ

કોઇના પ્રત્યે ખરાબ વિચારથી થાય છે, અને કોઇ વિષે ખરાબ વિચાર ધરાવવો એજ એક ગુન્હો છે; કારણકે દરેક મનુષ્યમાં અને દરેક વસ્તુમાં સદ્ગુણ તેમજ દુર્ગુણ રહેલા છે. તે બે ગુણમાંથી એકને આપણા વિચારથી મજબૂતી આપી શકીએ, અને તેમ કરીને જગત્‌ના વિકાસક્રમને સહાય કરી શકીએ અથવા તેમાં વિઘ્ન નાખી શકીએ, એટલે કે આપણે પરમેશ્વરની ઇચ્છાને અનુસરીને ચાલી શકીએ અથવા તેનાથી વિરૂદ્ધ વર્તન પણ કરી શકીએ. બીજાના દોષનો વિચાર કરવાથી તમે એક સાથે ત્રણ પાપ કરો છોઃ—

( ૧ ) તમારી ચારે બાજુએ સારાને બદલે ખરાબ વિચારો ફેલાવો છો અને તેમ કરીને જગત્‌ના દુઃખમાં વધારો કરો છો.

( ૨ ) તે મનુષ્યમાં જે દોષ તમે ધારો છો તે હોય તો, તેનો વિચાર કરવાથી તમે તેને મજબૂતી અને પોષણ આપો છો; અને તેમ કરીને તમારા બંધુને સુધારવાને બદલે બગાડો છો. ઘણું કરીને તે

દોષ તેનામાં નથી, અને માત્ર તમારા મનથી તમે તેનામાં કલ્પ્યો છે; અને પછી તમારા ખરાબ વિચાર તમારા બંધુને ખોટું કામ કરવા લલચાવે છે, કારણકે જો તે હજી દોષમુક્ત ન હોય તો તમે તેને તમારી કલ્પના જેવો બનાવો છો.

( ૩ ) તમે તમારા મનને સારાને બદલે ખરાબ વિચારોથી ભરો છો, અને તેમ કરીને તમારી ઉન્નતિ થતી અટકાવો છો; અને જેઓને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે તેમની દૃષ્ટિએ સુંદર અને પ્રિય દેખાવાને બદલે તમે કદ્રૂપા અને દુઃખરૂપ થાઓ છો.

પોતાના અહિતથી અને નિંદાનો ભોગ થઇ પડેલા પુરૂષના અહિતથી સંતોષ ન પામતાં, નિંદા કરનાર પોતાના ગુન્હામાં બીજાઓને ભાગીદાર બનાવવા માટે બનતો પ્રયત્ન કરે છે, અને બીજા લોકો પણ તેણે કહેલી દુષ્ટ વાત માની લેશે એવી આશામાં આતુરતાથી તેમની આગળ તે વાત કહે છે; અને તેઓ બધા પેલા ગરીબ, દુઃખી અને નિંદાનો ભોગ થઇ પડેલા પુરૂષ પ્રત્યે ખરાબ વિચારો મોકલવાના

કામમાં જોડાય છે. આવી રીતે દિનપ્રતિદિન ચાલે છે, અને એક નહિ પણ હજારો માણસો આ પ્રમાણે કરે છે. હવે તમે જોઈ શકશો કે નિંદા એ કેવું નીચ કામ છે–કેવું ભયંકર પાપ છે! તેનાથી સર્વથા દૂર રહો. કોઇનું ખૂરૂં બોલો નહિ. કોઇ તમારી આગળ બીજાનું ખૂરૂં બોલે તો સાંભળવું નહિ. પણ તેને નરમાશથી કહેવું કે "કદાચ આ વાત સત્ય નહિ હોય, અને સત્ય હોય તોપણ તે વિષે ન બોલવું એ વધારે ભલાઈનું કાય છે."

હવે નિર્દયતા અથવા હિંસા તરફ દૃષ્ટિ કરીએ. હિંસા બે પ્રકારની છે, એક જાણી જોઇને કરાતી હિંસા અને બીજી અજાણતાં થઈ જતી હિંસા. કોઇ પણ જીવતા પ્રાણીને હેતુપૂર્વક દુઃખ દેવું તેનું નામ જાણી જોઇને કરવામાં આવતી હિંસા છે. અને તે મોટામાં મોટું પાપ છે. તે માનુષી કર્મ નહિ પણ રાક્ષસી કર્મજ ગણાય. તમે કદાચ કહેશો કે આવું કામ તો કોઇ પણ મનુષ્ય કરે નહિ; પણ મનુષ્યોએ તેવું કામ વારંવાર કર્યું છે અને હમણાં પણ દરરોજ કર્યે જાય છે. યુરોપમાં પાંચથી ૭ સૈકા

પૂર્વે મનુષ્યના ધર્મવિચાર ઉપર દેખરેખ રાખવા માટે ખ્રીસ્તી લોકોના વડા ધર્મગુરૂ (પોપ) તરફથી નીમાયલા ન્યાયાધીશોએ આવાં કામો કર્યાં છે; ઘણાં ધાર્મિક મનુષ્યોએ તેવાં કાર્યો પોતાના ધર્મને નામે કરેલાં છે. જીવતાં પ્રાણીઓ ઉપર અખતરા કરનારા ઘણા વિજ્ઞાન-શાસ્ત્રીઓ (વિવિસેક્ટરો) હાલમાં તેમ કરે છે; ઘણાં શિક્ષકોને પણ આવું કામ હમેશાં કરવાની ટેવ પડી ગયેલી છે. આ સર્વ લોકો "એ તો એમ ચાલતુંજ આવ્યું છે" એમ કહી પોતાની પશુવૃત્તિનો ખોટો બચાવ કરે છે, પણ ઘણા લોકો અમુક ગુન્હારૂપ કાર્ય કરે, તેથી તે કાર્ય ગુન્હારૂપ નથી એમ કંઇ સિદ્ધ થતું નથી. રૂઢિ અથવા રીત રીવાજને માટે કર્મ છૂટ મુકતું નથી; આવા નિર્દયપણાથી બંધાતું કર્મ સર્વથી વિશેષ ભયંકર છે. આર્યાવર્તમાં આવા રીત રીવાજને માટે કશો બચાવજ નથી, કારણકે અહિંસાનો ધર્મ સર્વને સારી રીતે જાણીતો છે. નિર્દયતાના કર્મનું ફળ એવા મનુષ્યોને પણ મળવું જોઇએ કે જેઓ ઇશ્વરનાં પ્રાણીઓને જાણી જોઇને મારવાને માટે શિકાર પર

જાય છે, અને તેને "શિકારની ગમત" નું નામ આપે છે; તેઓને પણ નિર્દયતાના કર્મનું ફળ મળશે જ.

મારી ખાત્રી છે કે તમે આવાં કામ તો કરશોજ નહિ; અને ઇશ્વર તરફના તમારા પ્રેમની ખાતર જયારે તમને એવી તક મળશે ત્યારે આવા પાપ-કર્મોની વિરૂદ્ધ ખુલ્લી રીતે બોધ કરશોજ, પણ જેમ કાર્યમાં ક્રૂરતા છે તેમજ વાણીમાં પણ ક્રૂરતા છે; અને એક મનુષ્ય બીજાનું મન દુખાવવાની ધારણાથી કંઇ શબ્દ બોલે તો તે પણ આજ ગુન્હાનો અપરાધી ઠરે છે. આવો ગુન્હો પણ તમે કરશોજ નહિ; પણ ક્રોધ વખતે વગર વિચારે બોલેલો શબ્દ દ્વેષથી બોલેલા શબ્દ જેટલું નુકસાન કરે છે. માટે અજાણતાં થતી આવી નિર્દયતાથી તમારે સંભાળીને ચાલવું.

અજાણપણે થતી આવી નિર્દયતા ઘણી વખતે અવિચારીપણાને લીધે કરવામાં આવે છે. એક માણસ લોભમાં એટલો તો ગરકાવ થઇ જાય છે કે બીજા-ઓને ઘણું થોડું આપીને, અથવા તો પોતાની સ્ત્રી

અને છોકરાંને અરધા ભૂખ્યા રાખીને તે કેટલું દુઃખ ઉત્પન્ન કરે છે તેનો વિચાર કરતો નથી. બીજો માણુસ માત્ર પોતાની કામ વાસનાનોજ વિચાર કરે છે અને તેને તૃપ્ત કરવામાં કેટલાં બધાં શરીર અને જીવાત્માની અધોગતિ કરે છે, તેની તે થોડીજ દરકાર રાખે છે. ત્રીજો માણુસ પોતાનો થોડો શ્રમ બચાવવા પોતાના મજૂરોને વખતસર પગાર આપતો નથી, અને તેમ કરવાથી તેમને તે કેટલી મુશ્કેલીમાં નાખે છે તેનો તે બિલકુલ વિચાર કરતો નથી. આપણા કાર્યની બીજાઓ ઉપર કેવી અસર થશે તે ધ્યાનમાં નહિ રાખવાથીજ સર્વત્ર દુઃખ ફેલાઇ રહે છે. પણ કર્મનો નિયમ કોઇ બાબત વિસરી જતો નથી, અને મનુષ્યો વિસરી જાય છે તે બહાનું તે ચલાવવા દેતો નથી. દીક્ષાના માર્ગ ઉપર દાખલ થવા તમે ઇચ્છતા હો, તો તમારા કાર્યનાં શું પરિણામ આવશે તેનો તમારે વિચાર કરવો; નહિ તો અવિચારથી નિર્દયતારૂપી ગુન્હો તમે કરશો.

વહેમ એક બીજો મોટો દોષ છે, અને તેને

લીધે ઘણી ભયંકર હિંસા થતી આવી છે. જે માણસ આ દોષનો દાસ બનેલો હોય છે તે પોતાના કરતાં વધારે બુદ્ધિમાન્ પુરૂષોની અવગણના કરે છે, અને પોતે કરતો હોય તેમ બીજાઓ પાસે જોરજુલમથી કરાવવાનો પ્રયત્ન કરે છે. પશુઓનું યજ્ઞમાં અથવા કોઈ દેવદેવીઓને બલિદાન આપવું જોઇએ એવો વહેમ–અથવા મનુષ્યોને ખોરાક માટે માંસની જરૂર છે તેવો તેનાથી પણ વધારે ક્રુરતા ભરેલો વહેમ–આ બન્ને વહેમોને લીધે પશુઓનો કેટલો ભયંકર વધ કરવામાં આવે છે તેનો વિચાર કરો. વહેમને લીધે આપણા વહાલા હિંદમાં અંત્યજ વર્ગના લોકો પ્રત્યે કેવી ખરાબ રીતે વર્તવામાં આવે છે તેનો વિચાર કરો, અને તે ઉપરથી તમને જણાશે કે આ વહેમ ભ્રાતૃભાવની ફરજ સમજનારા લોકોમાં પણ કેવું નિર્દય અને ઘોર વર્તન ઉત્પન્ન કરે છે! વહેમની આ ભ્રમણાને આધીન થઇને પ્રેમરૂપ ઈશ્વરને નામે ઘણા ભયંકર કર્મો કરવામાં આવે છે; માટે વહેમનો જરાપણ અંશ તમારામાં ન રહે તેની તમારે ઘણી સંભાળ રાખવી.

ઉપર કહેલા ત્રણ મોટા દોષમાંથી તમારે મુક્ત થવું જોઈએ, કારણકે તે દોષો પ્રેમની વિરૂદ્ધનાં હોવાથી સર્વ પ્રકારની ઉન્નતિ થતી અટકાવે છે. પણ માત્ર દોષમાંથી આમ મુક્ત રહેવું તેટલુંજ બસ નથી; તમારે બીજાનું ભલું કરવામાં ઉત્સાહથી કામે લાગવું જોઇએ. સેવા અને સહાય કરવાની તીવ્ર ઇચ્છા તમારી નસે નસમાં એવી તો રમી રહેવી જોઇએ કે, તમારી આસપાસનાં સર્વને–માત્ર મનુષ્ય જાતિનેજ નહિ પણ પશુ, પક્ષીઓ અને વૃક્ષ લતાદિકને પણ–તેનો લાભ આપવાને તમે હમેશાં ઉત્સુક રહો. નાની બાબતોમાં તેવી સહાય નિરંતર આપતા રહો કે જેથી તમને એવી ટેવ પડી જાય, અને જ્યારે મોટું કામ કરવાનો કોઇ અસાધારણ પ્રસંગ આવી લાગે ત્યારે તે તક જતી કરો નહિ; કારણકે ઈશ્વર સાથે એક થવાને તમે ઘણા આતુર છો તે તમારા પોતાના માટે નથી, પણ તે એટલા માટે છે કે ઈશ્વરનો પ્રેમપ્રવાહ તમારા જેવા સાધન દ્વારા સર્વ મનુષ્ય જાતિને પહોંચી વળે.

જે પુરૂષ દીક્ષાના માર્ગ ઉપર છે તે તો જાણે છે કે તેનું જીવન તેના પોતાને માટે નથી, પણ બીજાઓનેજ માટે છે; બીજા લોકોની સેવા કરી શકે તેટલા માટે તે પોતાને ભૂલી જાય છે. ઈશ્વરના હાથમાં તે એક કલમ રૂપ થાય છે, જેથી તે કલમ-દ્વારા ઇશ્વરના વિચારો વહે અને જગત્‌ની અંદર પ્રકટ થાય. આવી કલમ વિના આમ થવું મુશ્કેલ છે. વળી આવો પુરૂષ અગ્નિની એક પ્રજ્વલિત જ્વાળારૂપ છે, અને પોતાના હૃદયમાં રહેલા ઈશ્વરી પ્રેમનાં કીરણોને આ જગત્‌માં ચારે કોર ફેલાવે છે.

બીજાને સહાય કરવાને તમે શક્તિવાન થાઓ તેવું જ્ઞાન, જ્ઞાનને યોગ્ય માર્ગે દોરી શકે તેવી ઇચ્છા શક્તિ, અને ઇચ્છાશક્તિને પ્રેરી શકે તેવો પ્રેમ—આ સાધનો તમારે પ્રાપ્ત કરવાનાં છે. ઇચ્છા શક્તિ, જ્ઞાન અને પ્રેમ પરમેશ્વરનાં ત્રણ સ્વરૂપ છે, અને જો તમે તેના સેવક થવા ઇચ્છતા હો તો તમારે પણ આ તેનાં ત્રણ સ્વરૂપો જગત્‌માં પ્રદર્શિત કરવાં.



ગુરૂદેવના શબ્દો તણી, જે રાહ જોતો છે ખડો;
જે ગુપ્ત જ્યોત નીહાળવા, છે અન્તરે આતુર બડો.
ગુરૂ આણ જલદી સુણવા, છે કાન માંડીને રહ્યો;
સંસારના રણક્ષેત્ર કેરી, મધ્યમાં પણ છો રહ્યો.
ગુરૂદેવની સુ અલ્પ સંજ્ઞા, જાણવા ઉભો રહે;
યોદ્ધાગણોના શીર્ષ પરથી, નજર ત્યાં નાખી રહે.
ગુરૂદેવના અત્યંત ધીમા, શબ્દને સુણતો રહે,
પૃથ્વી તણા ઘોંઘાટ કરતાં, નાદઘન ગાયન મહે.
( એજ છે ખલુ એજ છે, ગુરૂદેવ શરણે એજ છે. )

